श्री हरिः श्री मते रामानुजाय नमः

આ બુકમાં ચાબુખ છે, ચિતને સુધારનાર;
મુકો ખીસામાં ખંતથી, ખરીદી લ્યો આ વાર.



જય શ્રી સીતારામ.

લેખક:—શ્રી વૈષ્ણવ વિપ્ર મેઘજી લાલજી માંગરોળવાળા.

# સંતના ચાબુખ.

આવૃત્તિ-૧-લી. [illegible] પ્રેલ જસાકરશને છપાવી.

જય શ્રી રાધે શ્યામ.

શ્રી આદર્શ પ્રીન્ટીંગ પ્રેસમાં પંડિત વાડીલાલ ડાહ્યાભાઇએ
છાપ્યું. ઠે. પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.

વિક્રમ સંવત ૧૯૭૮ ~~દીવાળીના દિવસે બહાર પાડ્યું.~~

આ બુક છપાવનારનું, જસાકરશન છે નામ;
શ્રી માધવ પ્રાચી સમીપ, ગીર માધવપુર ગામ.

(કીંમત (૧) આનો તે ધર્માદામાં જાય છે.)

મન મરતાની ભ્રમ છે, તે પર છે ઉગ્ર સ્વાર;
મનને મોહ્યું ચાહીવલી, આ ચાબુખ કરશે ઠાર.

ચાબખા, તો તે ચાહે
માં, ઉત્તે ક્મીટુ- નાક.

## ...સંગ્રહ (દોહરા.) દર્જન—એક.

---

હોળીનાં હુલ્લડ અને તાબુતની તકરાર;
એ બે દર વર્ષે દીસે, દુનિયાને દુખકાર; ૧

હિર્ણ્યકસ્યપની હોળી. અને પ્રહલ્લાદનો પડરો,
હિર્ણ્યકસ્યપ જેવા હેવા મુકીને, પ્રભુ પંથ પકડવો, ૨

કળિયુગની કુંવરી બજર, નજર કરે ચોપાસ,
આવો મ્હારિ ઝપટમાં, તો કાઢું સત્યા નાસ ૩

બજર જબર વેસ્યા વસી, મુખ મુખ કરિ મુકામ;
ખાય પીયે સુંઘે સહુ, મુકુંદ મુર્ખ તમામ, ૪

મુકુંદ મુકિત માર્ગનું. મુખ્ય દ્વાર સત સંગ,
સેવો સંતશિરોમણી; તજો સદા શઠ સંગ, ૫

દ્વાર દ્વાર શઠસંગ છે, મળે ક્યાંક સત્સંગ,
સત્સંગે રંગો હ્દય, છોડીધ્યો શઠ સંગ, ૬

તન ધન સાધન સગવડ. દીધાં સુખને કાજ.
એ મેં ઉલટાં વાપરી; વહોર્યાં દુઃખના સાજ, ૭

ભુલ્યા ગરજ. અરજ ભુલ્યા, ફરજ ભુલ્યા ફરી ખાસ;
મુકુંદ કહે તેથી થયા. બહુ ગર્ભમાં નીવાસ; ૮

સાધુ જગમાં જાણશે. સ્વાદુ કામો કામ;
સાધુનું સાદું જીવન, સ્વાદુ વીષય ગુલામ; ૯

જાહીદે કેશવ નહીં, સો સબ શબ સમ જાય,
મુકુંદ કેશવ જાહી હ્દય, સો નહીં પુન ભવાય; ૧૦

આવા દોહા પાંચસો, અને પચાસ કવીત;
પાવલીનું પુસ્તક મળે લઇને વાંચો નીત; ૧૧

આ શ્રેણીમાં સંતજન ધ્યે સાચો ઉપદેશ;
મુકુંદનુ માનો કહ્યું, તો મટે બદલવા વેશ; ૧૨

॥ श्रीहरीः ॥ श्रीमते रामानुजायनमः

# સંતના ચાબુખ

યાને

# સુબોધ સાગર.

## ભાગ ૧ લો.

ચાબુખ ૧ લો. પ્રાણીયા ભજીલેને કીરતાર—એ ઢબ.

ફાંકડા બની ન જાવ ફાટીરે; કાયા ફૂડિ મુળે થાશે માટિ.—એ ટેક.

ઓચિંતુ આપણુ આ પુતળું પડશે, દેશે બાળિ કે દાટિ;
જોખમ જોગવવું જીવને જાણું, વ્હાંતો વસમી છે ઘાટિરે. ફાંકડા. ૧
હરિભજન હેતે કરતા નથીને, મસ્તી કરવામાં માટિ;
અંત સમે ઉન્માદ નહિં ચાલે, થાસે ઓખાત ખાટિરે. ફાંકડા. ૨
નારીમાં ભારી લોભાઇ જઇને, રહો વિષય કાં ચાટિ,
ઘોર નરકમાં એજ પ્હોંચાડે, માયાતણિ ત્રટિરે. ફાંકડા. ૩
હૈયું હણાસેને ડોળા તણાસેને, તાળવું જાસે ફાટિ;
તાંણ અંતે બહુ આવશે અંગમાં, જીભે પડશે આંટિરે. ફાંકડા. ૪

(૨) (દો.) આ બુક છપાવનારનું, જસા કૃષ્ણ છે નામ;
શ્રી માધવ પ્રાચી સમીપ, ગીર માધવપુર ગામ.

---

ઇશ્વરના નામનું અમૃત મુકીને; તું છાશ પિયે શું ખાટિ;
વૃથા વાતું ને કોકની કુથલી, પાપ તણી પાટિરે. ફાંકડા. ૫
જુઠું ને જુગટું જાજું ગમેને, સોડા વોટર પિયો ચાટિ,
ભુત પિશાચ થઇ ભવમાં ભમશો, ખમશો કષ્ટી ઘાટિરે. ફાંકડા. ૬
હાથે હરિ નામે ખર્ચિ શકયો નહિંને, ડાઘલા બેઠા દાટિ;
મુવા પછિ થાશે માલીક બીજાં, તારે જાવું પડશે લાળ ચાટિરે. ફાંકડા.
હરિ ભજનમાં હેતેથિ જઇને, પ્હેરો સ્મરણુનિ સાટિ;
સત્સંગનો રંગ લાગે જો ઉરમાં, તુટે કપટ ત્રાટિરે. ફાંકડા. ૮
મોંઘો માનવ દેહ મળ્યો, છોડી દે અવળી આંટિ,
ભજન કરીને ગોતિ હરિને; ખરેખરા જાવ ખાટિરે. ફાંકડા. ૯
મુકુંદદાસ સદગુરુ ગોવિંદ ભજી, છોડો પ્રપંચનિ પાટિ;
ભગવત ભાગવતને આગારિ ચરણુનિ, રજ રહો ચાટિરે. ફાંકડા ૧૦

## ધુન ૨ જો. રાગ—ઉપર મુજબ.

મનડા ધરી લે મનમાં ધીર, સ્મરણથી સ્હાય થશે રઘુવિર.—ટેક.
ખરે વખત તે ખબર લેશેને, ભાગશે તારી ભીર;
તાંતણે તાંતણે પુર્યા છે જેણે, દ્રૌપતીજીને ચીર. મનડા. ૧
સુદામાજી પણ સેવા કરતાતા. ધરતાતા મન ધીર
મુઠી બે મુઠી તાંદુલા લઇને, દઇ દીધાં સોનાનાં મંદીર. મનડા. ૨
નરસીમ્હેતા નિત્ય સમરતા સ્નેહે, સુભદ્રાજીના વીર;
રણુવગડામાં નેસ વસાવી, રાતે રાંધી દીધી ખીર. મનડા. ૩
ઝુડે ઝાલ્યો જ્યારે હાથીને જળમાં, હરિ કહી હાંક્યો ગંભીર;
ઉઘાડે પગે દોડીને તે ઝુડપર, ચક્ર છોડી તોડી પીડ. મનડા. ૪

પ્રલ્હાદને પાપી પીતાએ દુભ્યો, તોએ ન થયો અધીર;
બાથ ભરતાં સ્થંભ થડકીને ફાટયો, પ્રગટ થયા રણધીર. મનડા. ૫
ગેડી દડે દીનાનાથ રમતાતા, કાળંદ્રિ કેરે તિર,
જાણી જોઈ જપલાયા જમુનામાં. તોડી પોતાનાંની પડ. મનડા. ૬
અંતે અજામેળ પુત્રને પોકાર્યો; નારાયણ નામે અધિર;
જમની ઝપટથિ જલ્દી છોડાવી; પાડયો પ્રભુપદે સ્થીર, મનડા. ૭
તુલસીદાસજીયે તલપ ન છોડીતો; દોડી મળ્યા રઘુવીર;
અવધપુરિને જેણે ઉદ્ધારી, સર્યુ કેરે તીર. મનડા. ૮
સર્વ સાધનથી સ્મરણ છે મોટું, વધ્યા વિવેકી વિદુર;
દીન રાત રામનું રટણ કરવાથી, પામ્યા પ્રત્યક્ષ કબીર. મનડા. ૯
મુકુંદદાસ કહે મનખા દેહનું, મળ્યું છે મોઘું શરિર;
ચાર વેદ છ શાસ્ત્ર અઢારે પુરાણે, ઓવર સ્મરણ છે શીર. મનડા. ૧૦

## ચાબુખ-૩-જો. રાગ-ઉપર મુજબ.

કંજુસનાં નાણાં કૂમાર્ગે જાય, પરમારથે ન ખરચે પાય,—ટેક.
જન્મ સુધારવોને જાતરાઓ કરવી; એતો એનાથી ન થાય,
કજીયા કરવાને કોરટ લડવાતો, પરદેશે પણ પ્હોંચાય. કંજી૦. ૧
સાધુ સન્યાસિને સીધું તો આપવા; ટાણે જાણે જીવડો જાય;
વેશ્યા વકીલને કેસોમાં પૈસા; હોંશે હાલીને અપાય. કંજુસ. ૨
લોભ કરીને નાણા વધારેને, પેટમાં પુરૂં ન ખાય;
એવા લોભીને લાલચ દેનારા; ધુતારા લુંટિ જાય. કંજુસ. ૩
કર ગોરને કાંક દીવસ દોકડો; દુભાતે દીલે અપાય;
વાંકમાં લાવીને દમ બતાવીને; લઇને રૂપૈયો સીપાય. કંજુસ. ૪

(૪) (દો.) આ બુક છપાવનારનું, જસા કૃષ્ણ છે નામ;
શ્રી માધવ પ્રાચી સમીપ, ગીર માધવપુર ગામ.

---

ઘોડીનું ઘાસ ગાય ખાવા આવે તો, ઘોકો લઇને તે ધાય;
ઓચિંત અંગમાં ઉપજે પીડા, વૈદને વ્હાલેં અપાય. કંજુસ. ૫
દેવ દર્શનમાં દોઢિયું મુકતાં, દીલડું દાડી દુખાય;
હાકેમના હુકમની આગળ પૈસા લઇ, બબ્બે હાજર ઝટ થાય કંજુસ. ૬
હરીજનોમાં હેતે પ્રસાદી, પ્રભુ નામે ન વ્હેંચાય;
વ્હાલી વેવાણોને ઘરમા ઘાલીને, પ્રિતે પકવાન પીરસાય. કંજુસ. ૭
પાપ કરતાં પણ પૈસા મળે તો; લોભિયા લેવાને ધાય;
મરવા ટાણે મન ખુંચે પૈસામાં, જીવ કેમેય નવ જાય. કંજુસ. ૮
પાપે પ્રપંચે પૈસાને મેળવેને, પરોઉપકાર નવ થાય;
અકરમી કુંવર એના અંતરે, જાજું જુગટામાં જાય. કંજુસ. ૯
પૈસો પૈસો કરતાં પ્રણ છુટે તેથી, પ્રેત પ્રગટ તે થાય;
મુકુંદ માલીકને જાણ્યા વિના, જખ્ખમારિ જન્મારો જાય. કંજુસ.૧૦

## ચાબુખ-૪-થો. રાગ—ઉપર મુજબ.

સેતાન મન સંસારમાં મ્હોયુ રે, તેણે સુખ સાચું નથી જોયું.-ટેક.
હૈયે હોળીયો હજારો બળેને, કહેવાએ સુખિયા શેઠ;
મન સુખિયા મોત આવ્યે મુંઝાય, જમ ઝાલી કરાવે વેઠ. સેતાન. ૧
ખાન પાન માનમાં મોહી રહે તે, પુરા પરાધિન હોય;
વિષયને વશ જીવ સુખિ સંસારમાં, સદા રહે નહિં કોય. સેતાન. ૨
એક મેળવતાં અનેક આશા-ઉરમાં ઉઠતી જાય;
બ્રહ્માના જેટલું આયુષ ભોગવે, તો એ સંતોષ નવ થાય. સેતાન. ૩
મતિ પ્રમાણે ગતી મળે તેથી, સંસારમાં સપડાય;
જન્મ મરણની યાત્રાઓ કરતાં કોટિ કષ્ટે કષ્ટાય. સેતાન. ૪

અનેક જાતનાં અંગોમાં આથડે, ભંગ થઇ ભસ્મે ભેળાય;
જોખમ ખમવું પડે જીવને જાણું, સગાં કરે નહિં સ્હાય. સેતાન. ૫
સુખતો સાચું છે શ્રીવરને શરણે, સંત થકી સમજાય;
આનંદ બ્રહ્મનો માણે તે જાણે, મુખે કહ્યો નવ જાય. સેતાન. ૬
સદ્ગુરૂ સ્હાયથી સેતાન મનડું, સ્મરણની સીડીયે જાય;
મંત્રનો મહિમા સમજીને સાધે તો અસંખ્ય સુખો ચખાય. સેતાન. ૭
ભજનાનંદ અને બ્રહ્માનંદ, બેઉ ભાયો ભેળા જ્યારે થાય;
ઇંદ્રના ભોગને બ્રહ્માની પદવી, તુચ્છ ત્યારે સમજાય. સેતાન. ૮
બ્રહ્મા ભુલે તો સો વર્ષે પણ પડવું ને; ઇંદ્ર એ ક્ષુદ્ર થઇ જાય;
ભગ્વદ ભક્તો બ્રહ્મ લોક ભેદીને, ચિરંજીવિરે સદાય. સેતાન. ૯
સદ્ગુરૂશ્રીના ચરણને શરણે, માણે મુકુંદદાસ મોજ;
સત્સંગમાં મન જેનું ન મ્હોયું; તેને ત્યાં જમની ફોજ. સેતાન. ૧૦

## ચાબુખ-૫-મો. રાગ-ઉપર મુજબ.

હિણ હરિજનનું હરિથી ન થાય, અવરના ત્યાં શું ક્લે ઉપાય. ટેક.
અંબરિશપર રીશ કરી દુર્વાસા દોડયાતા રોશે ભરાય;
ચૌદલોકમાં દોડિ દોડીને આખર, પડયા અંબરિશને પાય. હિણ. ૧
ચંદ્રહાસનો નાસ કરવા કમ બુદ્ધિયેં, કર્યા ઉપાય કૈકવાર;
કુડું કરનારનો કુંવર કપાયો, ન થઇ હરિનાંની હાર; હિણ. ૨
હિર્ણાકસ્યપેં હણવા પ્રહલ્લાદને; કર્યા ઉપાય કઇકવાર;
નાનાં મોટાંથી નથી અજાણ્યું; થયો નૃસિંહ અવતાર. હિણ. ૩
જડ ભરથને ભિલ પકડીને લાવ્યા, દેવિને દેવાને ભોગ;
ભડકી ભરથની ભીલને ભરખ્યા; ઉંધા પડયા ઉદ્યોગ. હિણ. ૪

(૬) (દો.) આ બુક છપાવનારનું, જસા કૃષ્ણ છે નામ;
શ્રી માધવ પ્રાચી સમીપ, ગીર માધવપુર ગામ.

---

કપટી કૌરવોયે પાંડવને પીડવા, કર્યાં પ્રપંચો અપાર;
આખર પરિણામ શું આવ્યું, તે માટે જુઓ મહાભારત સાર. હિણ.
જેમલજીને પુજા કરતા જોણીને, લડવા આવ્યો કાયરાય;
જગત પતિએ જાદુને હરાવ્યો, કરી જેમલની સ્હાય. હિણ. ૬
દીલ્લીના બાદશાહે તુલસીદાસજીને, કર્યાતા કેદ એકવાર;
વાનરની સેન્યાયે સંગ્રામ કીધો; ત્યાં પાદશાહ પાડે પોકાર. હિણ. ૭
જગતમાં ભકતને કનડનાર, નથી જીત્યા જાણવા હજી કયાંય;
વેલા મોડા પણ હારે નાદાન નર, આપે છે ઇશ્વર ન્યાય. હિણ. ૮
માટે હરિજન હિમ્મત રાખિને, હોંશે જપો હરિ નામ;
ખોદે ખાડા એને આવે આડા. તમે કરો તમારૂ કામ. હિણ. ૯
મુકુંદ સદગુરૂ શરણ ગ્રહીને; આનંદ માણો અપાર;
દ્રઢ વિશ્વાસથી-સિદ્ધિ છે, અંતે થાશુ નક્કી ભવપાર. હિણ. ૧૦

ચાબુખ-૬-ઠો. રાગ—ઉપર મુજબ.

જીવડા કરીલે સાચું કામ, અંતે મુકિને જાવું તમામ. ટેક.
પૈસા પુત્ર કે નારી કલત્ર, કશું નહિં આવે કામ;
વિષ્ણુ ભકિતવિણુ વૃથા છે અંતે; અગ્નિની બધિ ધુમધામ. જીવડા ૧
અંત વખત છે અલખો ભાઈ, જમડા જાલી જનાર;
સગાં પૈસા સહુ છેટાં રહેશે, કોય જમને ન અટકાવનાર. જીવડા. ૨
ચાર દીવસ તને રોશે સ્નેહિ; અંતે છે વિસરનાર;
જમડા પરાણે જાલીને જીવને; ઝીંકશે નરક મોઝાર. જીવડા. ૩
એ દુ:ખથિ મુક્ત થાવાને માટે, કરવા માંડો સાચું કામ;
પાપનો ધંધો છોડીને નિત્યે, સમરો સીતારામ. જીવડા. ૪

ભજન કરવામાં ભેખ લેવાનું, પડે નહિં કાંય કામ;
હર્તાં ફર્તાં ને કામકાજ કરતાં બોલ્યા કરો રામ રામ. જીવડા. ૫
પોતાનુ સમજી ને જે કાંય કરશું તે; સહુ બંધન છે તમામ;
પ્રભુ અર્થે તેનું સમજીને કરવું સેવા રૂપે સહુ કામ. જીવડા. ૬
મુકુંદ આનંદ મેળવવાને કરો, સુકર્મ આઠુ જામ;
ફળની ઇચ્છા અંતરમાં નહિ રાખજે,કરજે શેવા નિષ્કામ; જીવડા. ૭

## ચાબુખ-૭-મો. રાગ—ઉપર મુજબ.

જીવ જરા સોચી જોને ચિતેરે, માનવ દય વથા તારિવીતે; ટેક.
ખાવા સુવાને ખરચુ જાવામાં, ખરો વખત ખોવાય;
ખરિ કમાણી ખોવા માંડી તેં; કેમ જમદ્વારે ઝીંતાય. જીવ. ૧
સવારેં ઉઠીને ચરિરનીં સેવાની, કરે છે તુ બધી સોય;
ખરે વખત તે ખાખ બની જશે, એમાં શું મુરખ મોય. જીવ. ૨
પાળિ પોષિ પુષ્ટ કરે છે અંગને, તે નહિં આવે અંત સાથે;
જોખમ જોગવું જીવનેં પડશે, મુક્કર છે મોત માથેરે. જીવ. ૩
મિતા અહારિ થૈ માલીકને સેવવા, એવિસુ ટેવ સદા પાડો;
વિભુની સેવાનાં વ્યસન વધારો, કુટેવ સહુ કહાદોરે. જીવ. ૪
સત્વ અહારને સત્વ વિચાર કરિ, કરવો સંગત સારી;
નવરિ જીભેં નારાયણુ જપવા, મુકો મ્હારિ ત્હારિરે. જીવ. ૫
વસ્તુ માત્રથી વખત મોંઘો છે, એવો વખત વથાતિ;
વખતની કીમ્મત સમજીનેં સાંચવો, ચિવટ રાખો ચિનેં. જીવ. ૬
મુકુંદદાસ ખાંસ વખત વાપરજે, સુકર્મમાં સહુ રિતે;
ગયો વખત ફરિ નથિ મળવાનો, એમ સમજે તે ઝીતેરે. જીવ. ૭

(૮) (દો.) આ બુક છપાવનારનું, જસા કૃષ્ણ છે નામ;
શ્રી માધવ પ્રાચી સમીપ, ગીર માધવપુર ગામ.

## ચાબુખ-૮-મો. રાગ—ઉપર મુજબ.

જીવડા જનમ્યો નરતનમાંય, આવીને કરિ તેં શું કમાય—ટેક.
પુરવનું પુણ્ય પુગે છે ત્યાં સુધિ, માણે છે અહિં રોજ મોજ;
પણ આજે પુણ્ય કેટલું મેળવ્યું, એ વિચારિલેજે રોજ. જીવડા. ૧
પુર્વે તો તેં કરી કમાણી તેથી, આવે છે અહિંઆ કામ;
પણ જીવડાતેં આ જમવારમાં, કેટલા મેળવ્યા રામ. જીવડા. ૨
આંબા વાવોતો કેરી મળેતે, બાવળ વાવો તો શુળ;
જેવા અહિં કર્મ કરશો તેવાં પામશો પછી જરૂર. જીવડા. ૩
અહિં અધર્મી પુરા કુકર્મી, દેખું છું સુખિયાજન;
પણ એણે પુર્વે પુન્ય કીધાં છે, એ માનીજા તું મન. જીવડા. ૪
પુરવનાં પુણ્ય પચાવીદે શે ને કમાણી નહિ કરે કાંઇ;
તો તે જરૂર એ પોતાનાં પાપે ચોરાસી લાખમાં જાય. જીવડા. ૫
રામ નામ રૂપિ રૂપૈયા રોકડા, જીભે મળે જગમાંય;
ટુકડામાંથી ટુકડો દેવો, કરે તો તે સહુથી થાય; જીવડા. ૬
ધરમની ધારણ બાંધો મારા ભાઇ, સાથે નહિં આવે પાઇ;
જો આ ભવમાં પુન્ય કર્યું નહિંતો, પુરવનું જાશે ચવાઇ. જીવડા. ૭
અન્ન દાન દેવુંને રામ નામ લેવું. એછે મેળવવાના દામ,
માટે જીવડા જતન કરીને, કરી લેજે એ કામ; જીવડા. ૮
ધરમ શાળા સદાવ્રતો બંધાવવાં, એછે ધનવાનનાં કામ:
આપણે તો અન્ન દેવું ભુખ્યાને, સ્વાસે સમરવા રામ. જીવડા. ૯
એજ કમાણી સાચી પરલોકની, બીજી બધી કાચી વાત;
માટે મુકુંદ કહે માની જા મ્હારૂં, મુકીદે પર પંચાત. જીવડા. ૧૦

## ચાબુખ-૯-મો. રાગ—ઉપર મુજબ.

રામ નામનો છે પ્રભાવ ભારિરે, નેતિ નેતિ વેદો રહ્યા છે પુકારી; ટેક.
રામ નામનો મહિમા, શ્રી રામાયણમાં કહ્યો અતિ અદભુત;
ષેષ શારદને નારદ જેને, જપે છે શંકર ખુદ. રામનામ. ૧
કબીરે કથી કથાને કહયો છે, નામનો મહિમા અપાર;
પ્રહલ્લાદજી પણ રામને નામે, સદા રહ્યા તદાકાર. રામનામ. ૨
રામ સીતામાં સાર સરવનો, કહે છે ભાગવત ભેદ;
ગીતાજીમાં પણ નામનો મહિમા, નાનો નથી કેતા વેદ. રામનામ. ૩
રામ રામેતી રામેતી રામેતી રમે રામે મનોરમે;
સહસ્ત્ર નામ તતુલ્યં, રામ નામ વરાનને રે. રામનામ. ૪
ઉપર કહેલા મંત્રનો પુરાવો ખરેખરો ખુદ છેજ;
સંકટ સમયમાં શંકરે સતીને, સાર કહેલ છે એજ. રામનામ. ૫
શ્રીસીતારામના સુંદર તખ્તા, જ્યાં ત્યાં જુકિતદાર દેખું,
તેના ઉપરથી સહુથી શ્રેષ્ટ, રામ નામને હું લેખુંરે. રામ નામ. ૬
ગરિબ શ્રીમંત પણ સંકટને સમયે રામનું નામજ લેછે;
મુવા પછી મુડદાંની પાછલ પણ, રામ બોલો એમ કેછે. રામ નામ ૭
સી, કહે મનમાં સીતળતા વધેને, તા, કહે તામસ દુર;
રા, કહેતાં રાહુ નડી ન શકેને, મ, કહેતાં મદ ચકચુર. રામનામ. ૮
રામ રમી રહ્યા સરવ શ્રષ્ઠીમાં, ઠાલું નથી કોઈ ઠામ;
જેટલા ભવમાં ભક્ત થયા તે, સ્વાસેં સમરતા રામ. રામનામ. ૯
કોઇ પુરો કહી શકે ન મહિમા, એવું છે રામનું નામ;
માટે મુકુંદ કહે સ્વાસેં સ્વાસેં, સમરો સીતારામ. રામનામ. ૧૦

(૧૦) (દો.) આ પુસ્તક છપાવનારનું, જસા કૃષ્ણ છે નામ;
શ્રી માધવ પ્રાચી સમીપ, ગીર માધવપુર ગામ.

## ચાબુખ-૧૦-મો. રાગ—ઉપર મુજબ.

ભકતી ઘેરે રહિને જેવી થાય, તેવી બાવા થઇને ન કરી શકાય. ટેક.
બાવા થઇને બધે મુલક રખડીયે, પેટ મુકે નહિં કયાંઇ;
ભમી ભીખીને ખાવું પડે ત્યાં, પરો ઉપકાર કેમ થાઇ. ભકતી. ૧
ઠામે ઠામે અગવડતા આવે. ભાવે ન હરિ ભજાય;
ઓશિયાળ ભોગવવી આખા જગતની, એતો મહાદુખ થાય. ભકતી. ૨
જગત પતિથી મળેલી જંજાળો, જુક્તીથી જોગવે જાય;
લોભ લાલચને મુકીને ઘેર રહિ, હેતે હરિગુણ ગાય. ભકતી. ૩
નાગર નરસિંહને જનકરાજા, જુવો ઘરમાં રહિને બન્યા દાસ;
સ્મરણને સત્સંગ કરવા લાગ્યાતો, મહાભકત બન્યા ખાસ. ભકતી. ૪
સંસારમાં જે સરખો રહેને, મનને રાખે મ્હારિ પાસ;
સંસારમાં જે લુબ્ધાય નહિ તે, જાણું હું મ્હારો દાસ. ભકતી. ૫
અર્જુન ગીતામાં ઉપર કહેલો, શ્લોક કહે હરિમુખે;
માટે ઘેરે રહિને સેવો સીતાવર, ભકતી કરો સુખેરે. ભકતી. ૬
પ્રભુ ઇચ્છાથી આવી બનેતે, સુખ સદા માનનાર;
સંસારમાં રહીને ભકતી ભજાવે, એજ ખરા ખુબીદાર. ભકતી. ૭
ઘણા જોગી થઇને જગમાં ફરે છેને, દુઃખતેઠે આહુ જામ;
ભકતી ભાવેથી કરી શકે નહી, કેમ મળે શ્રીરામ. ભકતી. ૮
ઘેરે બેઠાં સુખ સર્વે ભોગવતાં, ભાવે ભજાય છે રામ;
તમામ સગવડ સાંપડે ઘેરે, રહે જગતમાં નામ. ભકતી. ૯
સ્વાસે સ્વાસે સીતારામને સમરો, કરો પરોઉપકાર;
પાપથી બચવા માંડો મુકુંદ કહે, મળશે જરૂર કીરતાર, ભકતી. ૧૦

(દો.) આ બુક છપાવનારનું, જસા કૃષ્ણ છે નામ; (૧૧)
શ્રી માધવ પ્રાચી સમીપ, ગીર માધવપુર ગામ.

---

## ચાબુખ-૧૧-મો. રાગ—ઉપર મુજબ.

કોકની કુથલી કરે કુડીરે, ગુમાવે ગાંઠની મુંડી—ટેક.
પ્રભુની પુરણ કૃપા થકી તું પામ્યો મનુષ્યનું અંગ;
પાપ કરીને પડયો નરકમાં, કર્યો નહીં સતસંગ. કોકની. ૧

નવરાં બેસી નીંદા કરેને, પ્યારિ લાગે પંચાત;
કદી કાંઇ કામ કરે ધરમનું તો, ગાયા કરે દીનરાત; કોકની. ૨

નવરા દીવસ ગપોડામાં ગાળેને, રાત ગુમાવે સોય;
પ્રભુના નામરૂપિ પૈસા ન મેળવેને, મોંઘો મનુષ દેહ ખોય; કોકની. ૩

પંચાતમાંથી પીડાઓ ઉપજેને, વેરઝેર જગમાં થાઇ;
પંચાત પાપીયાં તોએ ન તજેને, ભજે નહિં રઘુરાય. કોકની. ૪

નીંદા કરીને નરકમાં પડવું, એવું કરે છે કબુલ;
પણ પોતાના મનમાં સમજી, સુધારિ લ્યે નહિ ભુલ. કોકની. ૫

આપણામાં કેટલા અવગુણ છે, એતો વિચારિ ન જોય;
પારકી નીંદામાં પ્રવિણ થઇને, ખાલી જન્મારો ખોય. કોકની. ૬

પ્રભુની વાતમાં ચિત્ત ધરે નહિંને, નીંદા લાગે બહુ સારી;
ઓચિંતુ પલકમાં મોત પકડશે, કરિ નથી ત્યારિરે. કોકની. ૭

પંચાતો કરવાથી પૈસા મળે નહિ, મળે નહી ભગવાન;
તોપણ નુગરાં નીંદાકરીને, નર્કમાં જાય નીદાન. કોકની. ૮

કરજોડીને કહે મુંકુદદાસ, માનીજા મેર્બાન વાત;
અમુલ્ય શ્રીરામ નામ તજીને, કર્યમા પ્યારિ પંચાત. કોકની. ૯

 (દો.) આ બુક છપાવનારનું, જસા કૃષ્ણ છે નામ;
શ્રી માધવ પ્રાચી સમીપ, ગીર માધવપુર ગામ.

---

## ચાબુખ-૧૨-મો. રાગ ઉપર મુજબ.

માનવી મુકો ખોટી વાતુરે, બાંધી લ્યો અંતકાળનું ભાતુ—ટેક.
શરિર પડયા પછી શોચવું, એતો મોટા મુરખનું કામ;
સમજુ મનમાં સમજીને હેતે લેજો હરીનું નામ  માનવી. ૧
મરકી જેવા રોગો મુલકમાં, આવે છે અપરમપાર;
ઓચિંતુ મોત આવે એક પલમાં, નથી ઘડીનો આધાર. માનવી. ૨
પરદેશમાં પાસે પૈસા નહોયતો, થાવછો જેમ લાચાર;
પ્રભુના દેશમાં કેમ પ્હોંચાશે તેનો કરી લ્યો વિચાર  માનવી. ૩
નાંનાં કહે અમે મોટા થાશું ત્યારે. કરશું ભકતી ભલી ભાત;
મોટા થાવાની મોરછાપ કયાં છે, પ્લેગમાં થાય પંચાત. માનવી. ૪
જુવાન કહે હજી વાર છે જાજી, ગઢપણમાં ભજશું રામ;
ગઢપણ આવ્યા નો પટો નથી પાસે, નીકળી જાશે કામ. માનવી. ૫
આજકાલ કરતાં આયુષના દીવસ, ઓછા ઓછા થાતા જાય;
પરિયાણ કરતાં પાસે આવે મોત. જમડા જાલી જાય. માનવી ૬
ત્રણ ગાવ જાવાની તજવીજ કરતાં ત્રણ દીવસ તને થાય;
કોટાનકોટિ કોશ દુર જાવું છે. તેનું શું ધાર્યું ભાય. માનવી. ૭
આહીંના દામ ત્યાં કામ નહીં આવે, માટે માનીજા મન;
આવ્યાં ત્યારે હતાં નાગા પુગા, એમ જાવું એ પડશે નગન. માનવી. ૮
મરકીના મામલામાં પલક છે પ્યારી, ત્યારી કરી નથી કાંઈ;
ઓચિંતા આવીને જમડા પકડશે, કંપશે તારી કાય. માનવી. ૯
ભુખ્યાંને ભોજન આપો દયાથી, ને જીભે રટો રામ નામ;
આનીજા મુકુંદ સાચું કહે છે, સત્વર કરવાનું કામ. માનવી. ૧૦

## ચાબુખ-૧૩-મો. રાગ—ઉપર મુજબ.

જગતમાં ભગત સુરવિર જાણુરે, જેણે ઝીત્યું જમડાનું ધાડું—ટેક.
બીજા સુરવિર તો શેખાય કરેને, ઉરમાં આણે અહંકાર;
જ્યારે જમડાનું થાણુ આવે ત્યારે, બને બેજાર બેજાર. જગ૦ ૧
મોટિ સેનાનો સરદાર થઇને, કેવાય સેનાધિપતિ;
જાતપર જમડાનુ ધાડું આવે ત્યારે, જોર નવ ચાલે રતિ. જગ૦ ૨
પાંચ લાખ પોલીસ પહેમાં રાખેને, કહેય મોટા ભુપાળ;
પોલીસ પડી રહે એક બાજુને, જમડા ઝાલી ઝીંક વાળ. જગ૦ ૩
પટા પિસ્તોલુ બાંધીને ફરતાને બરછી ધરતા હાથ;
એને પણ જમડા જાલી ગયા છે, બરસી નથી ગઇ સાથ. જગ૦ ૪
સિંધ સોરઠને મારવાડ માળવો, એવા મુલક જેણે માર્યા;
એવા સુરવિરો આગળ થયા, તોઇ જમડાથી હાર્યારે. જગ૦ ૫
અસલના સુરવિર એવા હતાકે, ધરતા ધરમની હામ;
નીતિ પ્રમાણે નિત્ય વરતતા, કરતા ધરમનાં કામ. જગતમાં. ૬
સાચા સુરવિર તો શિવાજી થઇ ગયા, જેણે કર્યાં બેરૂ કામ;
નીતી વરત્યા વળી નફટને માર્યા, કર્યા જમડાને ગુલામ. જગ૦ ૭
એવા સુર વિરતો આજે છે થોડાને, દોણા ફોડજ દેખાય;
સારૂં કરવામાં સમજે નહિને, ખોટા મોટા લેખાય. જગતમા. ૮
પિસ્તોલ પડાકા ને તોપો તડાકા, પણ કરે ધમશાણ;
બાંધી બંદુકોને બ્હાદુર કહેવાય, પણ જમડા કરે છે હેરાન. જગ૦ ૯
જમડાને જીતવામાં જોર જોયે નહી, જપો શ્રી હરીનું નામ;
અભ્યાગતોને અન્નદાન આપોતો, જમડા બનશે ગુલામ. જગ૦ ૧૦

(૧૪) (દો.) આ બુક છપાવનારનું જસા કૃષ્ણ છે નામ;
શ્રી માધવ પ્રાચી સમીપ, ગીર માધવપુર ગામ.

---

શ્રી વરસ્મરે તે સુરવિર સાચા, માનો મુકુંદની વાત;
બીજી પંચાતો મુકી દઇને; શ્રીવર સ્મરો દીનરાત. જગ૦ ૧૧

## ચાબુખ-૧૪-મો. રાગ—ઉપર મુજબ.

કેમ તને હસવું આવે છે હીહીરે, ઓચિંતી આવશે કાળની ચીઠી–ટેક.
ઠેકડી કરવી ઠીક લાગે છેને, મસ્કરિ કરતો હોંશે;
અંતકાળે જમ ઝોંકશે નરકમાં, સગાં તારાં સહુ રોશેરે; કેમ તને. ૧
ઇશક ઉડાવે તું અહંકાર આણીને, ઇશ્વરને કરે ન યાદ;
ભવમાં ભુલો પડયો મુરખનર, દીન કર્યા બરબાદ. કેમ તને. ૨
જેવી જેના મનની હોય વાસના, તેવું ઇશ્વર દેનાર;
શિદને વિષયમાં મોહિ રહિને, થાવ છો ખાલી ખ્વાર કેમ તને. ૩
મળ મુત્ર સ્થળ પસંદ કરે તેથી, જાય નરકની વાટે;
એવા અભાગીયા એમાં અવતરે, રાત દીવસ લાળ ચાટેરે. કેમ તને. ૪
ખાવું પીવું ને ખેલવુ એ તને, ચાર દીન લાગે છે સારૂં;
અંતે જમદુતના સોંટા સ્હેશો તમે, તેનું ન કાંઇ કેમ ધાર્યું. કેમ. ૫
કૃષ્ણની કોરટનું વારંટ નીકળીને, લેશે ઝડપથી ઝાલી;
હરિની હજુરમાં હુકમ નહિં ચાલે, ખોમાં જીંદગી ખાલીરે. કેમ૦ ૬
શ્રીવર સ્મરણ તને સારૂં ન લાગેને, ભુંડીવાતો બહુ ભાવે;
કોટાન કોટિ કષ્ટ વેઠીશ નરકમાં, ચોરાસી લાખ દુખ આવેરે. કેમ ૭
ચારી મુકી ત્યારિ કરો આગળની, મરવું જરૂર જાણી;
એટલું કેતાં પણ અક્કલ ન આવે, મુરખ મતિ શું મુંજાણીરે. કેમ. ૮
સુખ સદા જોયેતો સત્સંગ કરીને, હરિ ભજી લેલે લ્હાવ;
મુકુંદ માલીકને મળ્યા વિના, વયો જાય છે ખાલો દાવ. કેમ તને. ૯

## ચાબુખ-૧૫-મો. રાગ—ઉપર મુજબ.

દરદ આવે છે દુનિયામાં ભારિરે, માટે તું માનીજા શીખામણ મારી.
મમત ગમત મસ્કરી મુકોને, છોડો પંચાત પ્યારી;
વેલા મોડું માથે મરણ છે માનવી, કરો તરવાની ત્યારીરે. દરદ. ૧
વગ વસિલા વિના ત્યાં વસમું, જમડા કરશે રમખાણ;
તે માટે તમેં તજીને પાપને, કરો પ્રભુથી પિછાણ. દરદ. ૨
કોઈ સત્ પુરૂષનો સંગ કરિને, લઈ લેતું ભક્તીની લ્હાણ;
અમુલ્ય અવસર આ એળે જાશેતો, અંતે છે મોટિ હાણ. દરદ. ૩
અહીં ઉધ્ધત થઇ અને ફરો છો, વાં નહિં ચાલે ઉધ્ધતાઇ,
અંતકાળે બધા આથમસે તારૂં, જમડા જાશી જાઈ. દરદ. ૪
આજકાલ કરતાં માનવી મરતાં, લાગે નહિં કાંઈ વાર,
આ ભવમાં ભગવાન ભજો, નહિં તો પછી છે ભુંડા પાર. દરદ. ૫
નર તનમાં વરતન નહિં સુધારો તો. સહેશો નરકના દુઃખ;
રઝળવું પડશે ચોરાસી લાખમાં, વેઠશો દુખને ભુખ. દરદ. ૬
રામ રામ રટતાં દામ નથી બેસતા, બોલો દીવસને રાત;
સીતાને રામજી એજ સરવના, સદા સાચા માત તાત. દરદ. ૭
પછી તમે કરો પોસાય તેમ પણ, કહુ છું હું સાવ સાચું,
દુનિયામાં દેહનું સુખ હોય તોએ,.કાળ આવ્યે છે કાચું. દરદ. ૮
કરજોડી કહે મુકુંદદાસજી; માનો બ્હેનોને ભાઇ,
નહીં માનોતો નરકમાં ગયા પછી, પસ્તાવું પડશે સદાઈ. દરદ. ૯

## ચાબુખ-૧૬-મો. રાગ—ઉપર મુજબ.

દીવાનો દુનિયામાં આવ્યોરે, ફાંફાં માર્યાં કાંઇએ નવ ફાવ્યો. ટેક.
હેતે હરિનું નામ ન લીધું ને, કીધું ન કાંય રૂડું કામ;
ફર્યો ફોગટનો ફાંકડો થઇને, ઈશ્કમાં ઉડાડયા દામ, દીવાનો. ૧

(૧૬) (દો.) આ બુક છપાવનારનું, જસા કૃષ્ણ છે નામ;
શ્રી માધવ પ્રાચી સમીપ, ગીર માધવ પુર ગામ.

---

તન ધન ખોયું તરિયા જોબનમાં, બન્યો રંડીનો ગુલામ;
કુડાં કાટલાં રાખિ દુકાનમાં, દગાથી મેળવ્યા દામ. દીવાનો. ૨

મનસુબા મનથી મોટા કરેને, વાયદામાં દીન વયા જાય,
શ્વાસ છે ત્યાં ઝટ સુકૃત કરિલે, સાથે નહિ આવે પાઇ. દીવાનો. ૩

હરિ સંગાથે હેત ન કીધું, ન દઇ શકયો દાનમાં દામ;
ઓચીંતો અળગો થયો કાયાથી, કર્યું નરકમાં મુકામ. દીવાનો. ૪

મેળવેલ માલ તારો બીજા ભોગવશેને, જાવું પડશે જખ મારી,
મરકીના મામલામાં ઓચિંતો ઉડીશ, નહીં ચાલે કારિરે. દીવાનો. ૫

પાપને રસ્તે પઇસા ઉડાડે. ધર્મે ન ખર્ચે નાણું;
અંતે કાયા પછી કંપવા લાગે, જોઇને જમનું ધાડુ. દીવાનો. ૬

શીખામણ દઉં તો સાર લીયે નહિં, મરડાય મનમેલા;
પોતાના મનથી પોતે ડાહ્યા, જાણે હરિજનને ઘેલારે. દીવાનો. ૭

રૂચી રાખી નહિં રામ ભજનમાં, ખુચિ રહયો વિષય માંય;
જુઠે ધંધે જમવારો ગુમવ્યો, જમના મારો પછી ખાય દીવાનો. ૮

ભજન ગાતાં ભુંડા ભોંઠા પડેને, સંતના ચાળા પાડે;
એવા અભાગીયા ભુત પ્રેત થઇને, પછે બરાડા પાડેરે. દીવાનો. ૯

આવ્યા કમાવા જાય ગુમાવી, ઉધી મતિ રાખી,
કહે મુકુંદના માલીક જાણ્યા વિના, ઉમર ખુવે આખિરે. દીવાનો. ૧૯



## આમુખ ( ૧ ) લો.—પ્રાણીયા ભજીલેને કીરતાર—એરાગ

હેવાન હાથ હોકા લઈને હાલ્યારે; ઝાલી જમ દુતે નરકમાં ઘાલ્યા.
હોકા બીડી પીયે હત્યા ઘણીને; દેહનો થાયછે વટાળ;
ચોખે મોઢે ધ્રતો આટની દેખત, લાખુ જણાની લાળ.—હેવાન૦ ૧
જે મોઢે મીઠા મેવા જમાય ને, જપાય પ્રભુનાં નામ;
ઈ મોઢે ગંધાતા ધુવાડા નીકળે, રહે ન રૂદયે રામ;—હેવાન૦ ૨
ખાય પીયે સુંઘે ચાવે કે દાંતે ઘે, પાંચેયનું સરખું પાપ,
તમાકુની તમાં તજો તમે ને, ભજો ભગ્વતનો જાપ;—હેવાન૦ ૩
હોકા પીનારને ધોકા મારીને, જમદુત ઝીંકશે વાળ;
બીડી પીનારને બાંધીને મારશે, આવશે અંતે કાળ;—હેવાન૦ ૪
બંધાણીને બાંધી બાંધીને નાખશે, કાળા કુંભી પાક માંય;
તજો તમાકુ ને ભજો ભગવાન તો વેલું વૈકુંઠે જવાય;—હેવાન૦ ૫
બજર ને, ચાહ, બેઇ સગી બેનું એ, કળજુગની કુંવરિયું થાય;
એમાંથી એકેઇને અડે જો કોઇ તો જરૂર નરકમાં જાય—હેવાન૦ ૬
સત જુગમાં ચાહ તમાકુ નોતી, તેથી હતાં લોક સુખી;
પેદા થઇ છે એ કળજુગમાં પાપણી,ઘેર ઘેર થઇ ગઇ મુખી,—હેવા૦ ૭
બંધાણ છોડોતો છુટશો દુઃખથી, બંધાણી થયે બંધાશો;
રૈ રૈ નરકમાં પડશો મુવાપછી, રંધાશો ને ગંધાશો;—હેવાન૦ ૮
હોકા બીડી ધતુરિના ધુવાડાથી, કલેજાં સળગી જાય,
પવિત્ર લોક પાસે ઉભવાધ્યે નહિં, મોઢુ અતી ગંધાય;—હેવાન૦ ૯
મુકુંદ દાસની શીખામણ માનશો, તો અંતે સુખીયા થાશો;
ન માનોતો મારે કાંઇ વાંધો નથી, અંતે જોડા ખુબ ખાશો;—હેવાન૦